ભારતી–પ્રકાશન : ૭૩

# છીપલાં

લેખક
મોહન ઠક્કર



ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી - પો. બો. નં. ૭૩
અમદાવાદ

## અરુણુ પુસ્તકમાળા

પુસ્તક સાતમું

●

સંપાદકો

સોમાભાઈ ભાવસાર

દિનેશ ઠાકોર



મૂલ્ય

૦-૪-૦

**પ્રકાશક**

લક્ષ્મીદાસ પુરુષોત્તમ જોષી

ભારતી સાહિત્ય સંઘ

પો. બૉ. નં. ૭૩ - અમદાવાદ

**મુદ્રક**

મણિલાલ છગનલાલ શાહ

ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ

ઘીકાંટા રોડ - અમદાવાદ

# નિવેદન

છેલ્લાં ચારપાંચ વર્ષના ગાળામાં રચાયેલાં, અને બાલમિત્ર, બાલસખા, બાલજગત, પુષ્પ, કિશોર આદિ માસિકોમાં અવારનવાર પ્રસિદ્ધ થતાં રહેલાં મારાં કેટલાંક બાળગીતો અહીં પહેલી જ વાર સંગ્રહરૂપે રજૂ થાય છે.

જેમને માટે એ રચાયાં ને છપાયાં એ બાળ-કિશોર મિત્રોને હૈયે ને હોઠે રમી રહેવા આમાંનું એકાદ ગીતે બડભાગી થશે તો હું મને ધન્ય લેખીશ.

વીલેપારલે

૩-૫-૪૦ મોહન વલ્લભજી ઠક્કર



# મને ગમે

મને ગમે કોયલ બુલબુલના
ટહુકા રોજ પ્રભાતે,
અને ગમે સંગીતકારોનાં
સંગીત મધુરાં રાતે:
પણ એ બંનેથી યે મુજને
લાગે અદકાં વહાલાં
બહેનાંને પોઢાડી દેવા
બા ગાતી જે હાલાં !

મને ગમે ઉષા – સંધ્યાનાં
રંગ – છાંટણાં ન્યારાં
ગુલાબના મલકાટ પરોઢે
લાગે એવા પ્યારા;
પ્યારાં લાગે બેય મને એ
છતાંય અદકાં એથી
પ્યારાં લાગે સ્મિત મધુરાં
ઝીલ્યાં માડી મુખેથી !

# જો

બહેનાં ! જો હું ફૂલડું થાઉં,
વેણીમાં તારી ગૂંથાઉં;
હસું રમું તું સાથ હમેશ,
શોભાવી રહું તારા કેશ !

ને જો સાગર–મોજું થાઉં,
હરદમ તારાં ગીતો ગાઉં,
ડૂબકી પેટાળે દઈ આવું,
છીપે ઢાંક્યાં મોતી લાવું !

પણ બહેનાં ! જો તારો થાઉં,
તો શું આભલિયે મલકાઉં ?
ના, ના. ખરી હું નીચે છેક,
તારે ભાલે ટીલડી એક –
થઈને ટમકું ને હરખાઉં,
બહેનાં જો હું તારો થાઉં !





☆



# મેહુલા આવને

મેહુલા આવને આજ મારે આંગણે,
ઝરમર ઝરમર આવને,
ફોરે ફોરે આવને,
બાળકો હસાવતો આવ મારે આંગણે. — મેહુલા.
સૂકા ઝરણું ઝંખે તને,
ફૂલવેલ સાદે તને,
સંજીવની સીંચતો આવ મારે આંગણે. — મેહુલા.
મહેકી ઊઠે દેખી તને,
મંજરીઓ મ્હોરી વને,
પાંદડીએ હીંચતો આવ મારે આંગણે — મેહુલા.
ઝરમર ઝરમર આવને,
ફોરે ફોરે આવને,
અંતર નચાવતો આવ મારે આંગણે — મેહુલા.



# સાંજ પડે ત્યાં—

સાંજ પડે ત્યાં બાળગોઠિયાં
ગામ-ગોંદરે ભેળાં થાય;
" ભારતનાં સંતાન અમે સૌ "
કૂચગીત આ હોંશે ગાય.
ચકભિલ્લુ, હૂ..તૂ...તૂ .. ખો, ખો,
તળાવડીમાં ડૂબકી-દાવ.
વડલાની વડવાઇએ ઝૂલો
આ સૌના લાખેણા લહાવ,
ગોરજ ટાણું થતાં મંદિરે
ઝાલર ડંકા આરતી થાય,
રામધૂનમાં મસ્ત ગોઠિયાં,
હૈયાં સૌ હરખે ઊભરાય;
સંધ્યા - આરતી કેડે સૌને
બાવાજી વહેંચે પરસાદ :
મજા અનેરી પડે, કહી જો
ઝરમર ઝરમરતો વરસાદ.



# ફૂલબાળ

ધરણી માને ખોળે પોઢયાં નમણાં એ ફૂલબાળ !
નાજુક નમણાં એ ફૂલબાળ !
ઢંઢોળી સ્વપ્નેથી તમને તેડયાં કોણે બા'ર ?
રમવા તેડયાં કોણે બા'ર ?
મઘમઘતાં ફૂલડાં ત્યાં બોલ્યાં ધરણી માને ખોળે,
સહુએ ધરણી માને ખોળે,
પોઢયાં'તાં સુખ નીંદરમાં, ને ના'તાં અમૃતછોળે.
સહુ એ ના'તાં અમૃતછોળે.
ત્યાં ઢંઢોળી ગઇ વાદળી ઝીણી ઝરમર સીંચી,
આવી ઝીણી ઝરમર સીંચી.
ને વાયુ-લહરી તોફાની પાંપણ - ઝૂલે હીંચી,
આવી પાંપણ - ઝૂલે હીંચી !
છેલ્લે આવ્યાં કિરણ સુનેરી ગલગલિયાં કંઇ કરતાં.
અમને ગલગલિયાં બહુ કરતાં.
ને માએ રમવા અહીં મેલ્યાં સહુને બચ્ચી ભરતાં,
અમને સહુને બચ્ચી ભરતાં.





# ઝંખના

ઊડતા પંખી! તારા જેવી
પાંખ મને ય મળે જો;
દાદાજીને દેશ ઊડવા
બંદા તુર્ત પળે તો!

પાંખ વીંઝતો આભે જાઉં
વડલે લઉં વિસામા;
દાદાજીને દેશ પહોંચી
નાખું ત્યાં જ હું ધામા!

પરોઢિયે દાદાજી જોડે
નદીએ નાહવા જાઉં;
પછી નીરાંતે છાશ–રોટલો
ઘેર જઈ શિરાવું!

ઢાંઢા જોડી જાઉં ખેતરે
ઝાકળિયે ચડી ખેલું;
તું જેવા પંખી દોસ્તોની
સંગે લે'રથી ગેલું!

રોંઢા કરીને બાળ ગોઠિયા
સાંજે ભેળા થઈએ:
હુચેનચાચાની વાડીનાં
બોરાં ખાવા જઈએ !
આભ તણા ચંદરવા નીચે
વાળુ કરીને રાતે
ગોળ કૂંડાળે બેસીને સહુ
ચડીએ ગામ-ગપાટે !
રાજકુંવર ને રૂપાંદેની
વાતે ઘોંટી જવાનું
સ્વપ્નામાં યે રાજકુંવર થઈ
રૂપાંદે વરવાનું !
ઊડતા પંખી ! જોઉં તને ને
અંતર ઝંખે ગાંડું:
ક્યારે મને ય પાંખ ફૂટે ને
ક્યારે ઊડવા માંડું !



## બોલવે બહાદર



“ બંદા બહાદર બંકા આવી શકો ન મારી તોલે,
સો સાવજડા થથરે, ગગડે હાંજા મારે બોલે. ”
બહાદર બંકા બબલાભાઇ,
બેઠા હાંકે આમ બડાઇ !
“ સર્વદમનથી બંદા બળિયા ભીંચે સાવજ ભરે,
બે અડબોથ લગાવી ડાચે, ભોંય ચાટતા કરે ! ”
બંદા છે બહાદર બંકા,
બજવે સઘળે જય-ડંકા !



ઉંદરડી નાની ત્યાં દરથી ચૂંચૂં કરતી આવી,
“ઓ મા, માર્યા!” કરતા નાઠા બંકા દુમ દબાવી !
બોલવે બહાદર બબલાભાઈ,
માને ખોળે ગયા લપાઈ !



# પરોઢિયે

પરોઢિયે બેઠી બેઠી હું
　　પાઠ વાંચતી મારા હોઉં,
અચૂક અરીસા પાસે ત્યારે
　　ચકી એક બેઠેલી જોઉં.

ચીંચીં ચક ચક કરતી વહેલી
　　અરીસા પાસે બેસે જઇ,
પ્રતિબિંબ પોતાનું જોઈ
　　ગેલે હરખે ઘેલી થઇ !

પડી વિખૂટી હશે બહેનથી
　　તેથી અહીં આવી એ રોજ,
વહાલ કરે શું પ્રતિબિંબને
　　બહેન માનીને માણે મોજ ?



# અભિલાષ

વાદળનું વિમાન બનાવું,
 બંદા બનું વિમાનીઃ
મલકંતા તારલિયાની હું,
 ગોઠ સુણી રહું છાની !

o



બીજચંદ્રનું નાવ બનાવું,
 બંદા બનું સુકાની,
મરજીવો સાગર ઢૂંઢી હું,
 લાવું છીપ મજાની !

o

ચંપાકળીની નમણી કાયા,
 પાંખો પતંગિયાંની;
સોણાંપરી થઈ સોણાં વેરું,
 નીંદરિયે બહેનાંની !

o

# ઘેરે રહી ગયું !

ઓફિસમાં જવા નીકળેલ શેઠને ઓચિંતું,
સ્ટેશન સમીપ આવી પહોંચતાં જ સાંભર્યું:
"કાંડા-ઘડિયાળ ઘેરે રહી ગયું"–કાંડે જોઈ,
"વાર છે ગાડીને" કહી પગલું પાછું ભર્યું.

હાંફળા ફાંફળા ઘેરે પહોંચ્યા બધું ખોળી વળ્યા,
ઘર ઉથલાવતાં ય ઘડિયાળ ના જડ્યું:
ધૂંવાંપૂંવાં થતા શેઠ મોટેથી બરાડી ઊઠ્યા:
"કાંડા-ઘડિયાળ અહીં મૂક્યું'તું તે ક્યાં ગયું?"

નાનકડો બચુ બેઠો બેઠો તાલ જુએ બધો,
બાપુજીને કાંડે જોઇ એણે હળવે કહ્યું:
"આકળા કાં થાઓ આમ? બાપુ ઘડી ધીરા પડો,
ઘરમાં ખોળો છો તે તો કાંડે તમારે રહ્યું!"



# વર્ષાની વાદળી

વર્ષાની વાદળીને આમ તેમ દોડતી,
જોઈ રહ્યાં બે ય: હું ને કમુ;
પાટી પોથી મૂકી કોરે હું શોચતી:
"થાઉં હું વાદળી ને આભે ભમું!"

અંધારાં રાતનાં આંજુ હું આંખમાં,
ચાંદા સૂરજનાં કિરણો ચૂમું:
સંધ્યા-ઉષાના રંગ પૂરીને પાંખમાં,
દેશે દેશે લહેરાતી ઘૂમું!

ઊંચા ડુંગરિયાંના ઊંચા શિખરપે,
આંખો મીચી હું લપાઈ રહું:
માડી મને જ્યાં ગોતવાને નીસરે,
વીજળી-નેણાં હું પલકાવી રહું!

નાનકડી બહેન મને બોલાવે ત્યારે,
'હાઉક્' કરતી હું નીચે સરું,
મોતીની સેર જાણે તૂટી વેરાય ત્યાં,
ફોરાં બની હું એને ખોળે ખરું!



# છુટ્ટી !

હરિયાની નિશાળે જો બા !
વાદળ ભોળાં ભણવા જાય,
ને નિશાળમાં છુટ્ટી થાતાં,
હરખે ઘેલાં કેવાં ધાય !
ઉનાળે કાં ના દેખાય,
જ્યારે અમને છુટ્ટી થાય ?

બા ! તોફાની વાદળ જ્યારે,
નાસી જાવા ઇચ્છે ઘેર,
માસ્તર ડોળા કાઢી એને,
ધમકાવે શું રૂડી પેર ?
ઊભો કરી ગોખાવે આંક,
તેથી શું એ બીડે પાંખ ?

ચોમાસે છુટ્ટી થાતાં, બા !–
વાદળબાળો ઘેરે ધાય,
માડી–ખોળે ઘડી પોઢવા,
ઉત્સુક સૌ કેવાં દેખાય !





# આગિયો

બનું જો આગિયો હો રાજ !
રૂપાળો આગિયો હો રાજ !

તો હું ઝબૂક્ ઝબૂકી જાઉં,
તો હું ચમકું ને બુઝાઉં,
તો હું અંધારે મલકાઉં,

પલકતો આભલે હો રાજ !
બનું જો આગિયો હો રાજ !

છો ને અંધારાં ઘેરાતાં,
છો ને ઝંઝાવાત ફુંકાતા,
ઉરનાં અજવાળાં રેલાતાં,

મલપતો આભલે હો રાજ !
બનું જો આગિયો હો રાજ !

જ્યારે મેઘલી માઝમ રાતે,
બુઝે તારલિયા ય ઝપાટે,
ભૂલ્યા પંથીને પગવાટે,

દોરું અજવાળે હો રાજ !
બનું જો આગિયો હો રાજ !



# બાળ-મૂંઝવણ

દેખાય જે દિને એક, તે શાને લાગે જુદું રાતે ?
સ્વપ્નામાં જે જોઉં તે બધું ઊડી ક્યાં જાય પ્રભાતે ?

પકડવાને આવતા મને ભાળી નાના કાકા
સ્વપ્નાં કેરી પાંખ પલાણી જાય બંદા નાઠા !

ખીજી, બે હાથ આભે વીંઝી, કાકા ખૂબ બરાડે :
" ઊભો રે' તું લુચ્ચા ! વેળા થઈ ગઈ, જા નિશાળે ! "

કહું હું : " કાકા, મૂકોને એ ફોગટ માથાઝીક,
બંદા બાદલ બની ઊડે હવે કશાની બીક ?

વાયુગાડી જોડી જાઉં હું મેઘધનુની ખોજે,
વાંકડિયા મારા વાળમાં ખોસું કિરણફૂલ મોજે !

સાત સમુદર તરી, કરી પાર, પહોંચું હું પરી-વને.
મન ફાવે ત્યાં ઊડયા કરું હું અહીં તહીં ગગને ! "

આમ જેવો હું કહેવા જાઉં, થાય ત્યાં વીજકડાકો.
ઊંઘમાંથી હું ઝબકી જાગું સફાળે બેઠો થાતો !

" માડી ! ઓ મા ક્યાં ! " પુકારી ઊઠું ભયે થથરતો
આંખો ચોળી જોઉં આજુબાજુ, બિછાનામાં જ હતો !*

* સૂચિત

# શું ગમે?

ઝરણું નાનું થાવું ગમે
ઝરતાં મીઠું ગાવું ગમે,
ડુંગર ડુંગર જાવું ગમે,
ઘરમાં ના પુરાવું ગમે.

વાદળ ભોળું થાવું ગમે,
મેઘધનુષે નાહવું ગમે,
અનંતમાં લહેરાવું ગમે,
ઘરમાં ના બંધાવું ગમે.

તારક ઝીણો થાવું ગમે,
અંધારે મલકાવું ગમે,
આભે રમવા જાવું ગમે.
ઘરમાં ના ગોંધાવું ગમે.



# મારે

પેલી ઊંચી ડુંગર-ધારે
છૂપાં વાદળિયાં પુકારે;
પેલી ઊંડી ડુંગર-ખીણે,
પરી સોનાં ફૂલ જ્યાં વીણે :
– મારે ખેલવા ત્યાં જાવું

પેલા ઝરણાને કલનાદે
ઊંડા પડછંદા સાદે :
પેલાં સાગર-મોજાં તાને,
રે' છીપલાં નેડાં સાને
– મારે ખેલવા ત્યાં જાવું !

પેલા આગિયા ઝબકારે,
'અહીં આવ' કહે ઇશારે;
પેલા તારલા યે ત્યાંથી
બોલાવે: "સાથી સાથી!"
– મારે ખેલવા ત્યાં જાવું !

# પોયણી

તળાવડીમાં પોયણી ખીલે
ટપ ટપ પડતાં ફોરાં ઝીલે;
આભે ચાંદો ઊંચે ચડે
પોયણીની પાંખડી ઊઘડે !
મંદ મંદ સમીરણ લહેરાય,
પોયણી મસ્ત હિલોળા ખાય.
ચાંદાની જ્યાં આંખ મિચાય
પોયણી ઢળતી ઊંઘી જાય !



# સોણાં  પરી

સોણાં પરી ! ઓ સોણાં પરી !
સંતાયે દિવસે ક્યાં ડરી ?

આવ, આવ, અહીં મારી કને
પારિજાતનાં ફૂલ દઉં તને !

આવ, બેસ ઘડી તું મુજ પાસ,
કહે મને ક્યાં તારા વાસ ?

"ફૂલ પરિમલમાં હું તો વસું,
તારલી થઈ વળી આભે હસું !"

પરી ઊડી ગઇ આવું કહી
આભે તારલી મલકી રહી !

# ચાડિયો



☆·☆·☆

ખેતરની વચમાં ઊભો હું ચાડિયો
રખોપાં રાત દિ' કરતો જી રે !
કડકડતી ટાઢ હો, બળતા બપોર હો
મેની ઝડીમાં ય ઠરતો જી રે ! ખેતરની.

આવે પરોઢિયું ને વાળા આ મારા
મોંમાં મોતીડે સજાવે જી રે:
વીંઝાતા વાયરા આવે અંદોમાં
મોંમાં એ મોતી ઝંટાવે જી રે ! —ખેતરની.

આવે ચોમાસું ને સૂતા ખેતરને
પાણી છાંટી એ જગાડે જી રે;
ધાને લચંત મોલ લીલા લે લહેરિયાં.
બંદા સૌ ચોરને ભગાડે જી રે ! —ખેતરની.

ખેતરની વચમાં ઊભો હું ચાડિયો
રખોપાં રાત દિ' કરતો જી રે,
સાંઠીકડાંની કાય વાઘે સજીને
ખેતરની 'આલબેલ' ભરતો જી રે ! —ખેતરની.

# અડૂક  દડૂક

અડૂક દડૂક બે દોસ્તો પક્કા
        જ્યાં જુઓ ત્યાં સાથે.
એક દિવસ જોવાને ચાલ્યા
        'લોરેન્સ – ઘાટી' પાસે,
ક્રિકેટ-બાજી પાસે દીઠી
        ગિરદી ખાસી જામી:
ધક્કામુક્કીમાં ક્રિકેટની –
        આશા યે નકકામી !
"કાલ આવશું વહેલા, આજે
        ચાલો જઈએ જુહુ"
અડૂક મનાવે દડૂકભાઈને,
        દડૂકભાઈ કહે: "ઊહું ' "
રાત પડી ગઈ ત્યાં રકઝકમાં
        લહાવ રહ્યા સૌ લેવા :
અડૂક દડૂક બે ઘેરે આવ્યા
        ઘાયેલ મળા જેવા !!



બા, હું જ્યારે થઇશ મોટો
છોટુકાકા જેવો,
જાણે છે હું કરીશ શું તે ?
વેચીશ સૂકો મેવો !

કાજુ, કિસમિસ, બદામ, પિસ્તાં,
અંજીર ને જરદાલુ
શિંગ અને વળી ખજૂર મસ્કતી,
ધંધો થાશે ચાલુ !

દુકાન મોટી માંડી બજારે
બનીશ હું વેપારી.
તાજુબ થાશે તું ય જોઇને
બધે નામના મારી !

શું પૂછ્યું ? હું કદી ય બારે
રમવા યે નહિ જાઉં ?
રમવા જાવું ગમે જ કોને,
બેઠો મેવો ન ખાઉં ?

વે
પા
રી



બા, આ અનિલ તુફાની જોને
મને હમેશ સતાવે;
રાતે ઘડી જ્યાં બેસું વાંચવા,
નટખટ દીપ બુઝાવે !
અને મને અધમધરાતે જ્યાં
નીંદર મીઠી આવે,
વારે ઘડીએ આવી ચઢે ત્યાં
અમથો ધૂમ મચાવે;
બાર ખખડતાં 'બાપુ આવ્યા'
માની ધસું જ્યાં બારે.
'હા! હા! કેવા ચાટ પડયા' કહી
નફ્ફટ હસતો ત્યારે !
માડી ! એને વાર, કહે કૈં,
નટખટ મને બનાવે !
હું તો કહી કહી થાકયો એને,
મારું કંઇ ના ફાવે !



# ફુગ્ગા

બા, ફુગ્ગાવાળો આવ્યો;
જો, ફુગ્ગા કેવા લાવ્યો!

"લ્યો રંગરંગીલા ફુગ્ગા!
લ્યો ઢંગઢંગીલા ફુગ્ગા!"

કહેતો લઈ એ ભટકે,
ના સાદ ચડી યે અટકે!

ફુગ્ગા ઊંચે શીદ ઊડે?
ક્યાં જવા અધીર કૂદે?

શું બા એમની આકાશે,
પેલાં વાદળાંની પાસે?

બા, ફુગ્ગાવાળો આવ્યો,
જો ફુગ્ગા કેવા લાવ્યો!





# સાથી !

આંબા ! તારા મોર મધુરા,
મીઠી મહેક પસારે;
ફોરમ લલચાવી તેડે હ્યાં,
અમને સાંજ સવારે !
પણ અમને તો મોર થકી યે,
કેરી અદકી ભાવે,



ભલો થઇ ઝટ ડાળે ડાળે,
કેરી કાં ન ઝુલાવે
અને વાયરા ! સાથી મારા !
વા, વા, આંબા ડાળે,
કેરીની ઝૂલન્તી લૂમો,
હેઠે શું નહિ પાડે ?



# તારા ને ફૂલ

આકાશે તારલિયા ભોળા,
રમતાં રમતાં લડી પડયાઃ
તારા કૈક રિસાઈ તેથી,
ફૂલ બની ભોંયે ઊતર્યા !

લોકો ફૂલ–કળી જ્યાં ચૂંટે,
ફૂલ ઉરે નિશ્વાસ ઊઠે !

ભોંયે નિજ ભાંડુડાં દુઃખમાં,
જોઇ તારા આભે રડયાઃ
પરોઢિયે આંસુ આભેથી
ઝાકળબિંદુ રૂપે ખર્યાં.

કળી ફૂલની અધખીલી,
લેતી એ આંસુડાં ઝીલી !





# કોણે ?

પરી દીઠી'તી કોણે સાંજે,
  સરવરપાળે નાહતી:
પતંગિયા-શી પાંખ પસારી,
  અહીંથી તહીં લહે રાતી?

"અમે દીઠી'તી અમે દીઠી'તી,
  જળઝીલણિયાં ગાતી!"

પરી દીઠી'તી કોણે આજે,
  આભ–અટારી ભમતી,
વાદળ વાદળ પૂંઠે લપાતી,
  સંતાકૂકડી રમતી?

"અમે દીઠી'તી, અમે દીઠી'તી,
  ઝરમર ઝરમર ઝમતી!"

# ઝરણું ને સાગર

રૂમઝૂમ કરતું ઝરણું નાનું
ડુંગરધારે ઝરતું'તું:
ડુંગરધારે ઝરતું'તું ને
સમદરહૈયે સરતું'તું !

ઘુઘ્ઘુ ગરજી સાગર બોલ્યો:
અગાધ હું મહાસાગર છું,
હું અગાધ મહાસાગર છું ને
નાનું અમથું ઝરણું તું.

ટીચૂકડા શેતલ ઝરણા હે !
કહે તને જોઈએ છે શું ?
રૂમઝૂમ ઝરતું ઝરણું બોલ્યું:
મુજને તો ના કંઇ જો'તું,

મુજને તો ના કંઈ જો'તું પણ
અગાધ તો યે ખારો તું !
જળ મીઠાં હું આપું છાનું,
અગાધ તું, છો હું નાનું !

# પરી બનું જો–



મને થતું હું પરી બનું જો,<br>
    પરી બનું કની નાની.<br>
પારિજાત કે જૂઈ ફૂલમાં તો<br>
    પોઢું હું છાનીમાની!

મને થતું હું પરી બનું જો,<br>
    પરી બનું રૂપાળી.<br>
પતંગિયાં સૌ પાંખ – વીંઝણે<br>
    રહે વાયરા ઢાળી!

મને થતું હું પરી બનું જો,<br>
    પરી બનું પાંખાળી.<br>
આભે ચાંદલિયાશું ખેલું,<br>
    મોજે હું દા' તાળી!

પણ ના, મારે પરી થવું ના,<br>
    પરી થવું ન તુફાની:<br>
છું તેવી જ હું 'બચુ' રહું, ને<br>
    બચ્ચી ઝીલું બાની!



# બાળ—ખલાસી

બીજ ચાંદાનું કર્યું હોડકું
ને અમે હંકાર્યું રજનીપુર રે,
તારલા ગુંજે જ્યાં ગીતો મધુર !

સ્વપ્નાના સઢ છોડી સંચર્યાં
ને અમે હરખે સૌ ગાંડાંતૂર રે,
પહોંચવા ધામે કેવાં આતુર !

વાદળ શું હોડ બકી હોડલું
વહી જાતું જો દૂર સુદૂર રે,
સહેવાય શાનું ચડી યે અસૂર !

ગીતો ને હાસ્ય ભરી ઊપડ્યાં
અમે બાળ-ખલાસીઓ શૂર રે,
છો હવે ચડતાં મહા ઘોડાપૂર !

# દાદાજીનાં ચશ્માં



રોજ રાતરે બબલાભાઇને સ્વપ્નાં રૂડાં આવે,
પણ આંખો કંઇ નબળી તેથી એ જોવાં ના ફાવે !

ઝાંખી ઝાંખી પરીઓ જાણે રાસ રમત ચગાવે;
સિંદબાદ બની બબલાભાઇ સફરો દૂર લગાવે !

દાદાજીની આંખો નબળી ઝાંખું ઝાંખું ભાળે,
ને તેથી ચોખ્ખું જોવા એ ચશ્માં રોજ ચડાવે.

ટેબલ પર આ ચશ્માં જોઈ બબલાભાઇ વિચારે;
હું યે કાં ના ચશ્માં પહેરી સ્વપ્નાં જોઉં અંધારે ?

આમ વિચારી, બીજી રાતે સૂતાં પહેલાં એણે
દાદાજીનાં ચશ્માં છાનાં પહેરી લીધાં નેણે !

ચાદર તાણી માથા સુધી મનમાં એ મલકાતો
"હાશ ! આજ તો મજા અનેરી !" હૈયે હરખ ન માતો !

# કલકલિયો ને કોયલ

"કલકલિયો કહે : કોયલ ભૈયા !
શીખવને મુજને ગાણાં:
જેથી તારી પેઠે હું યે
વસંતનાં ગજવું વહાણાં !"

કોયલ કહે : "કલકલિયા ! તુજને
ગાણાં કદી શીખવાયે કે ?"
"કાં ના ? ભૈયા ! કહે તો મુજને
ખામી મુજમાં શી છે તે ?"

"ગાતાં શીખતાં પહેલાં સૌને–
પડે શીખવું સાંભળતાં,
અને કદી જોયો જાણ્યો છે
કલકલિયો મૂંગો રે'તાં ?"



# ભમતાં પંખી



બારી કને બેઠા બેઠા હું
કરી રહ્યો'તો જ્યાં મુખપાઠ,
ના જાણું ક્યાંથી ને ક્યારે
આવી ચડ્યાં ત્યાં પંખી આઠ :

'ગણિયા' મારા ગોખી રહ્યો'તો
ત્યાં ટહુક્યાં પંખી પ્રેમાળ:
"ઘડી એક સાંભળ તો કહીએ
વાત મજાની, વહાલા બાળ !

ભમતાં પંખી અમે બધાં યે,
ભમતાં ભમીએ અમે સદા ય,
આજ અહીં પોરા ખાઈએ, ને
કાલ વળી વડલાની છાંય !

મહેરામણ  મોટા  દીઠા કૈં
હરદમ  ગાતા  ઘેરાં  ગાન,
ડુંગર  ભમતાં  ઝરણાં  દીઠાં
સંતાકૂકડીમાં  ગુલતાન !

ખિલખિલ  હસતાં  ફૂલડાં  કેવાં
પરોઢિયે  સરવરની  પાળ !
પતંગિયાં  લહેરે  લહેરાતાં
રમતાં જાણે કો પરી–બાળ !"

"ઓહો ! પણ મેં તો આમાંનું
નવ  કાંઈ  દીઠું,  હું  બાળ,
હૈયું  નાનું  તો ય  થનગને
આજ ઘૂમવા વિશ્વ વિશાળ !"



# સૂર્યમુખી



મહેરામણ–ખોળે ખેલંતો
પરવાળાં મોતીનો મહેલ
નમણી સાગર–પરીઓ એમાં
તરતી સરતી કરતી સહેલ !

આભ–અટારીએ આવીને
રજની પ્રગટે દીપકમાળ:
રાતરાણી ને જૂઈ મંડપમાં
પરીઓ રમતી રાસ રસાળ !



સંતાકૂકડી રમતી ચંદા
વાદળની પૂંઠે સંતાય,

પરોઢિયું થાતાં પહેલાં સૌ
પરીઓ મહેલે પહોંચી જાય !
સાગરપરીમાં સૌથી નાની
સોણાં, રમતાં થાકી ગઈ:
બીજાં સૌ રમતાં'તાં ત્યારે
એ ત્યાં ને ત્યાં ઊંઘી રહી !
વહાણું વાતાં બુલબુલ ટહુક્યાં
પરીઓ સૌ પહોંચી ગઈ ઘેર;
જાઈ મંડપમાં સોણાં જાગી,
જોઈ રહેતી ત્યાં ચોમેર !
સાત અશ્વનો રથ ખેલવતા
ઊગમણે જ્યાં સૂર્યકુમાર:
આંખ ચોળતી જોઈ રહી એ,
ઝળહળતા કેવા અંબાર !
" આવી પૂગશે અહીં ઘડીમાં
રથમાં મુજને લેશે સાથ:
આભ-અટારીએ ઊભીને
ઝોક કરીશ ચંદા સંગાથ ! "
આશામાં એ બેસી રહી ત્યાં,
રથ દોડયો જાતો પૂરપાટ,
સાંજ પડી તો યે નવ ઢૂકયા,
જોઈ રહી'તી જેની વાટ !

આભ-અટારીએ રજનીએ
        પ્રગટી પાછી દીપકમાળ.
રાતરાણી ને જૂઇ મંડપમાં
        ચગતા પાછા રાસ રસાળ !
પણ સોણાં ઊઠે ના ત્યાંથી,
        રુચે ન એને નવલા રાસ;
મુગ્ધા ઉર ઝંખી રહેતું ત્યાં
        ઉગમણે સોનેરી ઉજાસ !
એક એક કરતાં દિન વીત્યા,
        રહ્યા તોય વણપૂર્યા કોડ.
નમણી એ સોણાંને સ્થાને
        ઊગ્યો ત્યાં લીલુડો છોડ !
પરોઢિયે આજે યે ઝંખે
        ઉગમણે સોણાં મશગૂલ;
અંતરની પાંખડીઓ ખોલી
        પીળું સૂર્યમુખીનું ફૂલ !





# ચાલો સૌ ગોઠિયાં !

સાગરને તીર જઈ ચાલો સૌ ગોઠિયાં,
રેતીમાં ધૂમ કંઇ મચાવીએ જી રે !

ખોબે ખોબે ભરી રેતી લાવીને,
ડુંગરિયા ઊંચા ચઢાવીએ જી રે !

રેતીના બંગલા ને રેતીના ઓટલા,
રેતીનાં મંદિરો બનાવીએ જી રે !

રેતીના પૂલ ને રેતીનાં બાગદાં,
રેતીની ગાડી દોડાવીએ જી રે !

સાગરને તીર ઘૂમી છીપો મજાની,
વીણીને ગજવાં ફુલાવીએ જી રે !

સાગરનાં મોજાંશાં ગાતાં કિલ્લોલતાં,
આનંદે ઝૂલીયે ઝૂલાવીએ જી રે !



# અઘરા શબ્દોના અર્થ

## જો –

કેશ = વાળ
હરદમ = હમેશ
આભલિયે = આકાશમાં
ભાલે = કપાળે

—— × ——

## મેહુલા આવને

ઝંખે = વારવાર યાદ કરે છે.
સાદે = બોલાવે
સંજીવની = અમૃત
સિંચતો = વરસાવતો; છાંટતો

—— × ——

## સાંજ પડે ત્યાં –

ગોઠિયાં = ભાઈબંધ, મિત્ર
ગોંદરે = ભાગોળે
લાખેણા = આબરુદાર
ગોરજ = ગાયના ચાલવાથી ઊડતી ધૂળ, સાંજનો સમય.
ઝાલર = મંદિરમાં આરતી વખતે વગાડવાનો ડંકો
સાંધ્ય = સાંજની
અનેરી = અસાધારણ; ખૂબ

—— × ——

## મને ગમે

અદકાં = વધારે
પોઢાડી = ઉંઘાડી
મલકાટ = આછું હાસ્ય
સ્મિત = હાસ્ય; હસવું તે.

—— × ——

## ફૂલબાળ

નમણાં = નમ્ર; વિવેકી
મઘમઘતાં = સુગંધી
ધરણી = પૃથ્વી
લહરી = મોજું
હીંચી = હીંચકા નાખી

—— × ——

## ઝંખના

ઝંખના = વારેવારે આવતી યાદ
તુર્ત = તરત
પળે = જાય
ઢાંઢા = બળદ
ગેલું = ગેલ કરું
ઘોંટી જવાનું = ઊંઘી જવાનું
વરવાનું = પરણવાનું

—— × ——

## બોલવે બહાદર

બોલવે = બોલવામાં
બંદા = પોતે
બંકા = અટપટા; વાંકા

સાવજડા = વાઘ
સર્વદમન = દુષ્યન્ત રાજાનો એક પુત્ર હતો. વાઘ વગેરે જંગલી પ્રાણીઓ સાથે દોસ્તી હતી. સૌને તે સતાવતો. તેથી તેને 'સર્વદમન' કહેવામાં આવે છે.
ભીંચે = ભીંસે છે
બજવે = વગાડે
ડૂમ = લાગણીના આવેશથી છાતીએ ભરાતો ડચૂરો

×

## પરોઢિયે

અચૂક = ચોક્કસ
વિખૂટી = છૂટી

×

## અભિલાષ

અભિલાષ = ઇચ્છા
મલકંતા = મલકાતા
ગોઠ = અંતરની વાતચિત
મરજીવો = દરિયામાંથી મોતી કાઢનાર
સોણાં = સ્વપ્નાં

×

## ઘેરે રહી ગયું !

સમીપ = પાસે, નજીક
હાંફળા ફાંફળા = ગભરાએલા,
ધૂવાં પૂંવાં થતા = ગુસ્સે થતા

## વર્ષાની વાદળી

શોચતી = વિચાર કરતી
શિખર પે = શિખર ઉપર
નીસરે = નીકળે
નેણાં = આંખો
સરું = ઊતરું

## છુટ્ટી

રૂડી પેર = સારી રીતે
ઉત્સુક = આતુર

## આગિયો

બુઝાઉં = ઓલવાઈ જાઉં
પલકતો = મીંચતો અને ઉઘાડતો
આભલે = આકાશમાં
ઝંઝાવાત = તોફાની પવન
ઉરના = અંતરના
મલપતો = ઉમંગમાં ડાહ્યથી ધીમે ધીમે આવતો.
માઝમ = વચલું
પંથી = મુસાફર, વટેમાર્ગુ
પગવાટે = પગથી ઉપર

## બાળ મૂંઝવણ

પલાણી = સવારી કરી
ખીજી = ખીજવાઈને, ચિડાઈને

બાદલ = વાદળું
મેઘધનુ = મેઘધનુષ્ય
ખોજે = શોધમાં
સમુદર = સમુદ્ર
ગગને = આકાશમાં
સફાળ = એકદમ

---

## શું ગમે ?

અનંત = ઘણા
તારક = નાનો તારો
આભે = આકાશમાં

---

## મારે

કલનાદે = મધુર અવાજે
પડછંદ = સામો અવાજ
સાને = ઇશારાથી

— × —

## – પોયણી –

પોયણી = કમળની વેલ
( રાતે જ ખીલે છે )
હિલોળા = હીંચકવામાં મોટા લાંબો ઝોલો
મંદમંદ = ધીમું ધીમું
સમીરણ = પવન
લહેરાય = વાય

— × —

## સોણા પરી

પારિજાતનાં = પારિજાતક નામનું એક ઝાડ થાય છે તેનાં.
પરિમલ = સુગંધ

— × —

## ચાડિયો

ચાડિયો = ખેતરમાં ઢોરને બિવડાવવા સારુ રાખવામાં આવતી માણસના આકારની આકૃતિ
રખોપાં = રખેવાળું
વાઘા = વસ્ત્ર
લચંત = લચી પડતા
મોલ = પાક
આલએલ=અંગ્રેજી શબ્દ, સિપાઈઓ તેનો ઉપયોગ કરે છે. તેનો અર્થ 'બધું બરાબર છે' એ થાય છે.

---

## — અચૂક દડૂક —

લોરેલ–હાર્ડી = અંગ્રેજી ફિલ્મના બે મુખ્ય કામ કરનારા
પાથે = મુંબાઇમાં એક મોટું સિનેમા છે.
જૂહુ = મુંબાઈમાં 'જૂહુ' નો

દરિયો છે. લોકો ત્યાં ફરવા જાય છે.

---

### નટખટ

દીપ = દીવો
ધૂમ = તોફાન
બાર = બારણાં
વાર = સમજાવ

---

### સાથી

મધુરા = મીઠા
મહેક = સુગંધ
પસારે = ફેલાવે
ફોરમ = સુવાસ
ઝૂલન્તી = ઝૂલતી

---

### કોણે ?

પતંગિયાશી = પતંગિયા જેવી
જળઝીલણિયાં = પાણીને ઝીલનારું
અટારી = ઝરૂખો; છજું

— × —

### ઝરણું અને સાગર

અગાધ = ઊંડો

### બાળ-ખલાસી

રજની = રાત
સુદૂર = ઘણાં દૂર
અસૂર = મોડું
શૂર = બહાદુર
મહા = મોટું

— × —

### ભમતાં પંખી

મહેરામણ = મહાસાગર
સરવર = સરોવર; તળાવ
ગુલતાન = મસ્ત

---

### સૂર્યમુખી

અશ્વ = ઘોડો
ઉગમણે = પૂર્વ દિશામાં
અંબાર = ભંડાર
પૂગશે = પહોંચશે
ઓઠ = ભાઈબંધી
રુચે = ગમે
નવલા = નવા
મુગ્ધા = મોહ પામેલું
કોડ = ઇચ્છા

---

# અનુક્રમ

# અરુણ પુસ્તકમાળા

શંકરાચાર્ય — ૦—૨—૬
[મહાન શંકરાચાર્યનું જીવન]

રંગ રંગ વાદળિયાં — ૦—૨—૦
[સુન્દરમ્‌નો બાળગીતસંગ્રહ]

નાનાં છોકરાં — ૦—૧—૬
[બાલજીવનની ત્રણ નાની વાર્તાઓ]

પ્રવાસપત્રો — ૦—૪—૦
[રામભાઇનું અમદાવાદથી કલકત્તા જતાનું પ્રવાસવર્ણન]

આપણાં ભાંડુઓ [સચિત્ર] — ૦—૮—૦
[નાનાં નાના બાળપ્રિય રેખાચિત્રો]

હજી યે મને સાંભરે છે [સચિત્ર] — ૦—૩—૦
[સ્વ. ગિજુભાઈની છેલ્લી પ્રસાદી]

છીપલાં — ૦—૪—૦
[બાળકાવ્યોનો સચિત્ર અને રંગબેરંગી શાહીમાં છપાયેલ સંગ્રહ]

ભરદરિયે — ૦—૮—૦
[દરિયાઈ જીવનની લાંબી વાર્તા]

કલગી — ૦—૫—૦
[સોમાભાઇની નાની નાની બાળવાતો]

ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી, પો. બૉ. નં. ૭૩
અમદાવાદ